# માધવ વિલાસ નાટ

## ગાયનો.

શ્રી અમદાવાદ ગુજરાતી નાટક કંપનીને માટે.

રચનાર

ડાકોર નિવાસી જોશી છોટાલાલ રૂખદેવ

છપાવી પ્રસીદ્ધ કરનાર

અં૦ ગુ૦ ના૦ કંપની

આવૃતિ ૧ લી પ્રત ૧૦૦૦



અમદાવાદ

સિવિલ હાસ્પીતાલ સામે શેઠ પાનાભાઇની વાડીના મેડા ઉપર "વિશ્વેશ્વર પ્રેસ" માં

ઇશ્વરદાસ જેઠાભાઇદાસે છાપ્યાં.

સંવત ૧૯૫૫ સને ૧૮૯૯

કિંમત રૂ. ૦—૨—૦

# શ્રી માધવ વિલાસ નાટકનો ટુંક સાર.

---

## અંક ૧ લો.

પ્ર. ૧—મંગળાચરણ.

પ્ર. ૨—જયંતીપુરના મહારાજા વીરસિંહની નવી રાણી બગીચાની અંદર પોતાની સખીઓ સાથ હાસ્ય વીનોદ કરે છે, બાદ ઓરમાન પુત્ર માધવનું મીત્ર સહીત તે સ્થળે આવવું, નવી માનું પુત્ર ઉપર આશક પડવું, દાશીનો સદ ઉપદેશ ન માનતાં તેને મેળવવાનો પ્રયત્ન કરવો, બાદ મહારાજા વિરસિંહનું ત્યાં આવવું રાણીનું ગવરી પુજન વ્રત ઇત્યાદી પ્રપંચ કરી થોડા દીવસ સુધી વીમુખ રહેવા જણાવવું, બાદ રાજાનું જવું.

પ્ર. ૩—રાજાના હજુરી નોકર લાલખાં પાસે એક વાણીઓ પોતાના લેણાની ઉઘરાણી કરવા આવે છે, લાલખાં તેને રૂપીઆ ન આપતાં મારી નાંખવાનો ભય બતાવી ખોટી પહોંચ લખાવી લે છે બાદ તેનો સોબતી જમાલખાં આવે છે અને મહારાજા વીરસિંહ ગુસ્સે થઈ આપણને પકડવા માટે સીપાઈઓ મોકલ્યા છે એવી વાત જાહેર કરે છે, લાલખાં તે સાંભળી ફતેહપુર જવાનો નિશ્ચય કરી નાશી જાય છે.

પ્ર. ૪—રાણી કનકમાલીકા પોતાના ઓરમાન પુત્ર માધવ ઉપર કુદ્રષ્ટી કરેછે માધવ તેને ધીક્કારી છેવટે યુક્તિસર માતાને તીરસ્કાર આપી છટકી જાય છે.

પ્ર. ૫—માધવ તથા વીલાસનો મેળાપ, પોતા ઉપર આવેલી આફ્ત વીત્યાનું વૃતાંત જણાવે છે તથા આવી દુષ્ટ માતાની સંગતમાં ન રહેતાં દુર દેશ જઇ રહેવાનો સંકલ્પ કરી બંનેનું ચાલી નીકળવું.

પ્ર. ૬—કનકકળા માધવના વિદેશ જવાથી પોતે ખુશી થાય છે. વીરસીંહ આવતાં રીસાઇ બેસે છે. અને પુત્રે મારાપર બદદાંનત કરી એવું જણાવી પુત્ર પ્રત્યે વીરસીંહનો દ્વેશભાવ ઉત્પન કરે છે, બાદ દાશી પ્રત્યે પોતાના આવા પ્રપંચથી રાજાને છેતર્યા બાબત બડાઇ મારે છે.

પ્ર. ૭—વીલાસ માધવને જંગલમાં વીશ્રામ સ્થળે બેસાડી પોતે પાંણી લેવા જાય છે. બહુવાર થતાં ન આવ્યાથી ફીકર કરી માધવ તેની સોધે જાય છે.

પ્ર. ૮—વીલાસ સાથે લગ્ન થવા સંબંધી સુવર્ણપુરના મહારાજા સમરસીંહની સ્ત્રી કુસુમાવલી તેની પુત્રી મહાશ્વેતાને લગ્ન સબંધી વાત વીનોદથી રીઝવે છે. તેટલામાં પ્રધાન આવી વીલાસ અચાનક વીદેશ નીકળી ગયા બાબતનો પત્ર આપે છે બાદ પુત્રીને રાજા અન્ય સ્થળે પરણાવવાની પ્રધાનને સુચના કરે છે. પુત્રી માબાપના વીરૂદ્ધ થઇ અન્યથી લગ્ન કરવા ના કહે છે. રાજા ગુસ્સે થઇ ચાલ્યો જાય છે. મહાશ્વેતા મનથી નીશ્ચય કરી ચુપ ચાપ ઘર છોડી જવા ધારે છે એટલામાં પ્રધાન પુત્રની સ્ત્રી લક્ષ્મી આવી તેની સહુ વાત જાણી પોતાનો પતી વેશ્યા સાથે વહી ગયેલો હોવાથી તે પણ તેના સાથે ચાલી જાયછે.

પ્ર. ૯—દેવી સીંહ રાજાની પુત્રી ઇન્દુમતી પોતાની સખાયો સાથે બાળક્રીડા કરે છે. એટલામાં પોતાના મનમાન્યા પ્રીયતમ માધવના વર્તમાન પત્રદ્વારા જાણવાથી બેભાન થઇ આખરે કોઇ ન જાણે તેવી રીતે જોગણ વેશે શહેર છોડી ચાલી જાય છે.

પ્ર. ૧૦—મહાશ્વેતા અને લક્ષ્મી પોતાના દુખની વાત કરે છે તેટલામાં એક ગુણકા (જેની સાથે લક્ષ્મીનો પતી સ્વરૂપ એ નામે નીકળી ગયો હતો તે) ત્યાં આવી ચડે છે. ભોળી બાળીકાઓ પોતાનું સહુ વૃતાંત ગુણકાને જણાવે છે. ગુણકા તેમને ખોટું સગપણ બતાવી દુષ્ટ ભાવથી પોતાને ત્યાં લઇ જાય છે.

પ્ર. ૧૧—કનકકળા પોતાનો પ્રપંચ છુપાવ્યાથી તથા માધવના પીદેશ જવાથી અતીશે હર્ખાય છે વીરસીંહ આવે છે પરસ્પર હાસ્ય વીનોદ બાદ કોઇ મજુરનું રાણીએ માધવને લખી આપેલો પત્ર લઇ આવવું. રંગમાં ભગ રાજાનો પુત્ર માટે અફસોસ દાશીના કહેવાથી રાણીનું સહુ પોગળ પ્રગટ થવું રાણીને ધીક્કાર દઇ કાઢી મુકે છે.

## અંક ૨ જો.

પ્ર. ૧—ગુણકાનું મહાશ્વેતાને લક્ષ્મીના ધણી સ્વરૂપથી અયોગ્ય વર્તવા કહેવું આખર તે ન માનતાં તેને મારીને કેદ કરવી. બાદ લક્ષ્મીને તેમ કરવા ફરમાવવું આલાક લક્ષ્મી તેના મતમે મળી પોતાનો અર્થ સીદ્ધ કરવા તેનું કહેવું સ્વીકારે છે બાદ પોતાનો પતી છે, એવું માલમ પડે છે લક્ષ્મીયુક્તીથી તેની પાસે પોતાનેજ આજ્ઞા બાબત પ્રતીજ્ઞા કરાવી લે છે. બાદ પોતે સ્ત્રી રૂપે પ્રગટ થાય છે બાદ શ્વેતાને કેદમાંથી મુક્ત કરે છે ગુણકાના આવતાં મહાશ્વેતા તેને મારી નાંખે છે લક્ષ્મી તથા સ્વરૂપ અહીંથી જુદાં પડે છે.

પ્ર. ૨—અરણ્યમાં માત વીયોગી માધવને લાલખાં વીરસીંહનો પુત્ર છે એમ જાણી પ્રપંચથી તેને વીશ્વાસ દઇ ફસાવવા ખા રૂ પોતાને ત્યાં લઇ જાય છે.

પ્ર. ૩—વાણીઓ તથા તેની સ્ત્રી વેગેરેમી વાંણીઓ શાહને ત્યાં નોકરી રહેવા જાય છે માર્ગમાં એક અતરવાળા સોદાગરથી લડે છે સીપાઇ આવી દરબારમાં પકડી જાય છે.

પ્ર. ૪—લાલખાં માધવસીંહને પોતાને ત્યાં બંદોબસ્તમાં રાખી હરખાનો હરખાનો શાહને માધવ પકડી લાવ્યા બાબદ ખબર કહેવા જાય છે.

પ્ર. ૫—જોગણુ વેશે જંગલમાં ફરતી ઇન્દુમતી પોતાના પતી ફતેપુરમાં સપડાયા છે તથા પોતાની મશીયાઇ બેન રૂપ સુંદરીને બળાત્કારથી લગ્ન કરવા શાહ પોતાને ત્યાં લઇ ગયો છે. એમ ધારી તેમને આફતમાંથી છોડાવવા ફતેપુર તરફ રવાના થાય છે.

પ્ર. ૬—લાલખાં શાહને માધવસાહ પકડી લાવ્યાના વર્તમાન જણાવે છે તથા તેને શાહની પાસે બોલાવી રજુ કરે છે. વાણીઓ તથા સોદાગર લડતા લડતા કચેરીમાં આવે છે સોદાગરનો સતકાર વાણીઆને માર બાદ ઉલટું લાવવાથી વાણીઆનો નીશ્ચય નોકર રાખવાનો સોદાગરના માલની ખરીદ માધવનું ત્યાં આવવું એકદમ શાહ ગુસ્સે થઇ માધવને કેદ કરી ફાંસીનો હુકમ ફરમાવે છે લાલખાની લુચ્ચાઇ બાદ ખાંનગી ઝરૂખે

એટેલી રૂપસુંદરીનું માધવ ઉપર મોહીત થવું શાહનું લાલખાંને લસ્કર લઇ જયંતીપુર તાબે કરવા હુકમ ફરમાવવો. સોદાગર નું વાંશુ આને ત્યાં જવું.

પ્ર. ૭—ઇન્દુમતી છુપી રીતે રૂપસુંદરને ત્યાં આવી રહી તેના મનની તથા પોતાના પતીની હાલતની સૌ વાત જાણી જાય છે બાદ રૂપ સુંદરીને માધવ મેળવી આપવાનું વચન આપી પોતે જેલમાં લાલખાની દાશી રૂપે તેમને મળવા તથા ભોજન આપવા જાય છે.

પ્ર. ૮—વીલાસ વનમાં આમતેમ ફરે છે એટલામાં સીંહની ગર્જના સંભળાવાથી પોતે તે તરફ બંધુક તાકે છે ગોળી નીસ્ફળ જવાથી પોતે બેભાંન થઇ પડે છે. સીંહ તેના ઉપર ધસી આવે છે. એટલામાં મહાશ્વેતા તેને પીસ્તોલ મારી ઠાર કરે છે. પરસ્પર એક બીજાને ઓળખી પોતાના સ્વદેશ તરફ જાયછે.

પ્ર. ૯—વીરસીંહ પુત્ર માટે દીલગીર થાય છે તેવામાં પુત્ર માધવના કેદ થવા બાબત તથા પોતે શાહને તાબે થવા બાબતના સમાચાર શાહે મોકલેલા સીપાઇ મારફત જાણે છે આથી શાહ ઉપર અત્યંક્રોધ કરે છે તથા લડાઇ થવાનો સંભવ જાણી પોતાના પ્રધાન સામંત પ્લાદીકો સાવચેત રહેવા કહે છે.

પ્ર. ૧૦—સમરસીંહ તથા મહાશ્વેતાનો મેળાપ બાદ પરસ્પર દંપતીનો હાસ્ય વીનોદ વીલાસને અકસ્માત મીત્રનું સ્મરણ થવાથી તેથી એકદમ ચાલી નીકળવું નીરાશ થઇ આખરે મહાશ્વેતાનું પણ પુરૂશ વેશમાં સાથે જવું.

પ્ર. ૧૧—જંગલમાં માધવની નવી માનું ભીલના હાથમાં સપડાવું તેને વીલાસ આવી છોડાવતાં પોતેજ તીર વાગવાથી બે મુદ્દી માં ભીલને સ્વાધીન થાય છે ત્યાં જેના કનકકળા નાશી છુટે છે.

પ્ર. ૧૨—વીરસીંહ તથા શાહના સૈન્યનું યુદ્ધ વીરસીંહના માણસો ખુટવાથી તથા પોતે એકલો પડવાથી લાલખાં એકદમ કબાથ પકડી લે છે. ( બીજો અંક સમાપ્ત )

## અંક ત્રીજો

પ્ર. ૧—માધવનો જેલમાં ... ... ઇન્દુમતી ભોજન આપવા આવે છે. લાલખાં જયંતીપુર ફોજ લઇ ગયો છે. તથા તમોને શાહ

ફાંસી દેશે એવું ઇન્દુમતી જણાવે છે. બાદશાહને ત્યાં આવી રહેલી રૂપસુંદરીને પરણવા બદલ બળાત્કારે વચન લઇ શાહને મારી નાંખી તમને અહીંથી છોડાવવા. એવી ધીરજ આપી જાય છે. સ્ત્રીનો વીશ્વાસ ન આવ્યાથી માધવ લાગ જોઇ જેલમાંથી નાસી છુટે છે.

પ્ર. ૨—વાંણીઓ પોતાની સ્ત્રીની આગળ ઉલ્લુની સરતનું કહી તૈયાર થઇ બહાર જાય છે સોદાગર ત્યાં આવી ચડે છે. ચાલાક વાણીયણ તેની સાથે મન મેળવી ખોટા હાવ ભાવ બતાવી. તેને મોહાંધ કરી દેછે. અને પછી આંખે પાટા બાંધી ઉલ્લુ જાનવર જેવું કફન ઓઢાડી તેના પતીને ઉપર સ્વાર કરી દરબારમાં મોકલે છે.

પ્ર. ૩...જંગલમાં કનક કળાનો તથા જેલમાંથી છુટેલા માધવનો અકસ્માત મેળાપ વીલાસ તથા મહાશ્વેતાની સાથે આવનાર સમરસીંહના સરદારોનુ આવી મળવું પોતાની મા તરફથી મીત્ર વીલાસનું વ્રતાંત જાણી લેવુ બાદ સરદારોનું તથા કનકકળાનુ ફતેપુર તરફ જવું તથા માધવને મીત્રની આફત ટાળવા જવુ.

પ્ર. ૪—જંગલની ગુફામાં અઘોરી વીલાસને તે પેણા તરફ પ્રદક્ષણા ફેરવે છે માધવ લાગ જોઇ અઘોરીનેજ તેલના તાવડામાં ફેંકી દઇ મીત્રને ઉગારે છે. પરસ્પર મળી ફતેહપુર તરફ રવાના થાય છે.

પ્ર. ૫—મુર્ખ શાહ ઉલ્લુ લાવનાર વાંણીઆને ઇનામ આપે છે બાદ લાલખાં વીરસીંહને કેદ પકડી શાહ પાસે રજુ કરે છે શાહ ખુશી થાય છે. શાહ વીરસીંહને ફાંસી દેવાનો હુકુમ ફરમાવે છે.

પ્ર. ૬—પુરૂશ વેશે મહાશ્વેતા પતીને મેળવવા વનમાં ફરે છે. તેટલામાં માધવસીંહ તથા વીલાસ આવી મળે છે. તેની સાથે મહાશ્વેતા સ્ત્રી રૂપે પ્રસીદ્ધ ન થતાં ગુપ્ત રહી સહેજ પીછાન કાઢી તે પણ તેમની સાથે ફતેપુર જાય છે.

પ્ર. ૭—લાલખાં વીરસીંહને ફાંસી ચડાવવા આતુર થઇ રહ્યા છે વીરસીંહ ફાંસીપર રહી પ્રભુને સંભારે છે અચાનક માધવસીંહ વીલાસ મહાશ્વેતા આદી સરદારો આવી ચડે છે. પરસ્પર લડાઇ થતાં લાલખાંને પકડી આખરે તેનેજ ફાંસી ચડાવે છે.

(સત્યમેવ જયતે)

પ્ર. ૮—રૂપસુંદરી માધવના નાશી જવાથી દીલગીર થઇ ઇંદુમતી (વીયોગતા)ને ખીજે છે, ઇન્દુમતી પોતાની મશીયાઇ બહેન તરીકે તથા માધવસીંહની ધર્મ પત્ની તરીકે પ્રગટ થાય છે. રૂપસુંદરી લાચાર બની તેની પાસે પોતાના અપરાધની માફ માગે છે. બાદશાહને મારવા સત્વર ચાલ્યા જાય છે.

પ્ર. ૯—વીરસીંહને ફાંસી દેવાના તરંગમાં મસ્ત થઇ શાહ સુતો છે. તેને ઇન્દુમતી એકદમ જાગૃત કરી કટારથી મારી નાખે છે. બાદ પોતાના પીતાનું તથા પોતાનું વેર લેવા માધવસીંહ શાહને સોધતો ત્યાં આવી પહોચે છે. પરસ્પર ભેટે છે બાદ વીલાસ મહાશ્વેતા વીગેરે સર્વે સુપાત્રો પરસ્પર મળી પ્રભુ પ્રાર્થના કરે છે. (ત્રીજો અંક સમાપ્ત.)

---

## મુખ્ય પાત્રોના નામ.

| | | |
|---|---|---|
| કનકકળા | ... | ...જયંતીપુરના રાજાના નવી રાણી. |
| કનકમાલીકા તથા પદ્મપ્રભા | | ...તેની દાસીઓ. |
| માધવસીંહ | ... | ...જયંતીપુરના રાજાની જુની રાણીનો પુત્ર. |
| વિલાસ | ... | ...માધવસીંહનો માત્ર. |
| વીરસીંહ | ... | ...જયંતીપુરનો રાજા. |
| લાલખાં | ... | ...વીરસીંહનો હજુરી નોકર. |
| કુસુમાવલી | ... | ...વીલાસની સાસુ. |
| મહાશ્વેતા | ... | ...વીલાસની સ્ત્રી. |
| સમરસીંહ | ... | ...વીલાસનો સસરો. |
| લક્ષ્મી | ... | ...મહાશ્વેતાની બેનપણી અને સમરસીંહના પ્રધાન પુત્ર સ્વરૂપની સ્ત્રી. |
| ઇન્દુમતી | ... | ...માધવની સ્ત્રી. |
| રૂપાળી | ... | ...ગુણુકા. |
| સ્વરૂપ | ... | ...સમરસીંહના પ્રધાનનો પુત્ર. |
| શાહ | ... | ...ફતેહપુરનો બાદશાહ. |
| રૂપસુંદરી | ... | ...ઇન્દુમતીની માશીની દીકરી. |

પ્રધાન, સેનાપતી, સીપાઇઓ, દરબારીઓ, સોદાગર, ભીલ, વાણીઓ, વાણીઅણ, સખીઓ, છડીદાર વગેરે અધીકારી.

# માધવ વિલાસ નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

૧

### મંગળાચરણ.

શંકર પ્રીય ગીરજા, ગંગા સખી જગદંબા.
શ્રી ઉમયા વર વર વરવા, કરશીર ધરવા; સ્મર્ણુ
તું કરવા ચહે અનુચરઆ. શંકર.
ગુર્જર જર જશવાન કરતું,
જનમ મૃત ભવદુઃખ હરતું;
રાગ સુખ સંપત્તી ભરતું,
તીમીર અંતર ટાળી. શંકર.
નાટ્ય નાયક પાત્ર લાયક,
મંત્ર તારા સીધી દાયક;
ડર રહીત થઇ ગાય ગાયક,
લીલા તારી બાળી. શંકર,
જગવીશે જગદીશ કરજો,
યશ અમલ સૌનો અમરજો;
પાઇ અમૃત જ્ઞાન ધરજો,
મોક્ષ દેવા પ્યાલ. શંકર.

ગરબો— ૨

સખી શરદચંદ્રની ખીલી ચાંદની
સેજે હરશતી સંયોગી સુંદરી. સખી.
કેશર ચંદન ચરચીયા, શ્વેતાંબર ધરી અંગ.
મહેકે માલતી મલપતી, ઉછળે મદન તરંગ;
લલીત લક્ષ્મી લજાય લાલ રંગે ભરી,
સખી કંઠે વીંટાઇ વાલી કંથની, આઠે અંગથી આલીંગે સુંદરી. સખી.
કનક લતા સમ કામીની; સ્તન ફળ કંચન કુંભ;
વલ્લભ વૃક્ષે વળગીજો, મધુકર આ કળી ચુંબ.

પીયુ પોઢો પલંગ રહી પાથરી
પ્રીય પુસ્પ સુગંધ અનંગ નવે રંગથી ભરી.
સરસ શરીર સરસજ યુવા, ભૃમર રસે લુંભાય.
સ્વામી સુરજ ઉગતાં, પરમ પ્રફુલીત થાય,
રસીક રાજથી રમે રસીલી ભાવે કરી.
સખી વીરહી વનીતા વેહ વ્યાકુળી
બળે જોબનની જ્વાળ સુંદરી. સખી.

માધવ— ૩

સ્નેહી શું સુખકર સુંદર બાગ, વીવીધ તરૂવર પશુ પંખી રાગ;
સુમન વાડી સંસાર તણી ફળી અદભુત મન હરખાયરે.
નવરંગી ફુલ્લ બાળ તરૂણુ અતી, ખીલ્યાં ખર્યાં દર્શાયરે;
નરતન સુમન સમુ ક્ષણભંગુર, વરશા વશ કરમાંણુ.
સુગંધી પ્રાણુ જતાં શબ જાણુ. સ્નેહી.
વીણુ માળી ક્યમ ઉપવન બનીયું, મન અચરજ તું માનરે;
વનમાળીની અકળકળા છે, અકળ તેનું અનુમાનરે.
સકળ નીયમને સ્વાધીન રાખી, રચતાં પૃથ્વી પહાંણુ;
અલખજને જાણુ સકળ ભવ પ્રાણુ. સ્નેહી.

કનકકળા— ૪

પ્રીય મુરતી એ મન વશી, આહાહાહા ગઇ મદનાં કુશ લગાવી;
લટકાળી, રૂપવાળી, છબી ન્યાળી, ગઇ ખશી. આહાહાહા. પ્રીય.
પ્રીય ચીંતામણી કે રજના મણી, કંચનવરણી મમ મનહરણી.
ચાલી ગઇ હશી, સ્નેહી સંગે, શા તરંગે. આહાહાહા પ્રીય.
વશ કરી વ્હાલે, ચંચળ ચાલે, પ્રેમની જ્વાળે આ તન-બાળે.
ફ્રદે હું ધશી આ પ્રસંગે, જા ઉમંગે. આહાહાહા પ્રીય.

કનકમાલીકા— ૫

સખી અધરમ આદરો યોગ્ય ન એ,
પતી છળી ફળ પામશો યોગ્ય નરે;
અંધને અપંગ રોગીજો, ગરીબ ક્રોધી વ લોભી હો,
શેવે પતી સ્વામીનીઓએ. સખી.
અહીં સુખ સંપતી પામી, અંતે થાય મોક્ષના ગામી
સતી પ્રભુ માને સ્વામીઓને સખી.

રાજ રસ રાજ રૂપે, તજી મોઘાં બાળ સ્વરૂપે.

ધીક્ક માતા કામીનીઓને. સખી.

**વીરસીંહ—** ૬

બાળા ન બોલશે અરે, રસાળ વેણુથી અરે.
ચપળનયન વીનયી વદન, સ્થીર સુન્ય શે ગીશે. અરે અરે અરે, બા.
રસીક હંસલી રીસાય, રાજહસ ક્યાં જશે. હરે હરે હરે, બાળા.
લલીત ચંદ્રીકા રીસાતા, ચદ્ર મલીન આ થશે, અરેઅરે અરે, બા.

**વિરસિંહ—** ૭

રે વામા વીનયી લલના લક્ષ્મી, લલીત લલીત લટકાળી. હાંરે પ્રીય.
તું વ્હાલી વેલી બાળી ન્યાળી, મનહર રસીક રૂપાળી. હાંરે પ્રીય લ.
શાંન્તી ધરી ગવરી સતી વ્રત, પુજન કરજે પ્રાંણ.
હર સુંદરી વીપત્તી હરી, દે સુત સંપત સુખ લ્હાંણ;
એ દીલે પ્રીયા કળી. હાંરે પ્રીય લલ.
જાઉં પ્રીયા ચીરહી કરી, સુશીલા નવ ધરશો ખેદ.
ચંદ્રી કુમુદવર ત્યાંગતો, તોપણ નીયમે મળશેજ.
દયો રજા હળી મળી. હાંરે પ્રીય લલીત.

**લાલખાં—** ૮

તોબા સીતમ કયા હુવા યા અલા. યા અલ્લા.
આગો અબ યાંસે ભલા. હોવેગા કુછ તો ભલા.
આઇ હય શીરપે કજા, હોવેગી ભારી સજા,
હુવા અદાલતમેં સબ દંગા ખુલ્લા.
જાના કહાં કો ભાઇ કાબુલ કાસ્મીર ઔર કરાંચી.
કાશી કાનપુર ઔર જહાંસી, ઉજન ઇંદોર સીંધ અંબાલા
લાહોર પંજાબ ઔર પટીયાલા, અજમેર આગ્રા ઔર અલ્હાબાદ.
બોમ્બે મદ્રાસ ઔર અમદાવાદ, પુના હૈદ્રાબાદ ઔર મહીસુર.
જાઉં ફતેપુર શાહકે હુજુર, શાહકો હેવાલ કરકે મંજુર.
રાજા કોઠાર કરૂં, વાહવા, તોપોંકા માર કરૂં વાહવા.
રૈયત લાચાર કરૂં, વાહવા, બનકે સરદાર ફીરૂં વાહવા.
જબીતો ખાંસાબ યે નામ સચ્ચા. તોબા.

**કનકકળા માધવ—** ૯

આવો આવો રસીલા ઉમગે,
બેઠા બાંયે વાલા આ પ્રસગે

માતા ધારે શું આ,
પ્રીય રતી કાંન્ત, અહીં છે એકાંન્ત, કરો કામ કાંન્ત, અહો.
માત ગતી શું ગઇ તુજ મારી,
મોહીત થઇ જોઇ સુરતી રૂપાળી;
( ચુપ રહો જરા વીચારો )
( વાલા હજુ કામકળામાં સમજ્યા નહીં કે )
ધીક વ્યભીચારી,
એ હેં હેં હેં હેં હેં હેં હેં. આવો.

માધવ— ૧૦

શી અજબ કળી કાળ ગતીહાં માત બાળકથી ચાહે રતીહાં;
બાઇ બેન સહ તાત સુતાથી, ધારે પલક માંહીં દુષ્ટ મતીહા.
મીત્ર એ શત્રુ સગાંએ શત્રુ સ્વારથી પૈસા સાટે પ્રીતીહાં;
વીણુજર નરખર વાનર સરખો, જોઇ નીજ નારી ન પાસે જતીહાં.
બ્રામણ ભીલ શાધર ધર ભટકે, ભંગી પુરાણીની ફોજે થતીહાં;
ન્યાય નીતી સ્મૃતી શાસ્ત્ર ડુબ્યાં સૌ રાજ્ય પ્રજા ચહે મલેચ્છ રીતી હાં;
મીત્ર અજીત નૃપ તે બન્યા રાણી, ધરધર રાણી શેઠાણીના તીહાં.

કનકકળા— ૧૧

વાહ કપટ કળામાં કેવી હું. વાંહ.
ડાહી ડોળી વાત બોલી, બાળી ભોળી કેવી હું;
રાય છળી થઇ ભલી, કેવી હું શાણી.
પતીની મતી શી સતી કેવાણી;
કેવી હું કામા સતી કે શ્યામા, વેલી કે વામા રમા કે રામા. વાહ.
ભલા ભલા યોગી છળ્યા વેદે વખાણી;
રતીની ગતી ન કોઇએ પ્રમાણી.
નયનો કશ્યામાં, ખુબી હસ્યામાં, આવી ગુનામાં,
જરાય નાના. વાહ.

વીરસિંહ— ૧૨

હદ થઇ આહા ધાર્યું શું ચંડાળે, શુદ્ધ કુળ બાળ્યું અરે શું અંગારે;
સુણી વાત વહાલી ઉઠી ઉર જવાળ, છુપ્યો ક્યાં છટેલો છોરાએ કંગાળ.
પાપી સંત્તાપીને ઝટ મારૂં, પ્રીય તારૂં વ્રત ટાળ્યું;
પાળ્યો સાપ અરે ડંશ સામો કરે, સારૂ એથી મરે દુષ્ટ બાળ. હદ.

કનકકળા અને કનક માલીકા— ૧૩

અલી જો અબળા કળ કેવી,
વાહવા બલીહારી દેવી. અલી જો.
ભરમાવ્યા રસીક રસીક હાવ ભાવ સંગેરે,
જોજે ન થાય ભેદ ભંગ, જીત્યા સખી રણ જંગ;
પ્રપંચ ન રહે અખંડ, પ્રભુ દેશે પુરો દંડ,
સ્વામીને છેતર્યો.
છળબળ ભેદ કરી બળ, અબળા કળકેવી.
નચાવતી નર વાનરો, નંટડી નાના વીધ;
નરવર સુરવર વાહીને, કાર્ય કર્યું નીજ સીદ્ધ.
છુપાવી મેં ચોરી.
વાહ ગુણવંતી ગોરી
ખટપટથી વશ થઇ નર મુરકટ, નાચતા રશીક હાવભાવ સંગેરે. અલી.

માધવ— ૧૪

છે ગહન ગતી તુજ કરમ નૃપ વીર રામ નળ ધરમ;
પામ્યાં દુઃખ પરમ. છે ગહન ગતી,
જાણ્યું ન રામે વન જવું પ્રાતઃકાળે,
શંભુ ન સમજ્યા ભસ્મ ભુજંગ કપાળે;
શ્રી હરી શેષ આસને લહે નહીં શરમ. છે ગહન.
રત્ના તજી ગીરી પથ્થર કર્મ ફુટયાને,
ગંગા તજી વીપ વારૂણી દીન ખુટયાને;
હાં દુષ્ટ દૈવ નહીં તને લગારે શરમ. છે ગહન.

અમરસીંહ— ૧૫

કહેવું માન હઠીલી નાદાન, શુ કરતી લવારી મુખે, કહેવું.
શરમ ધરમ તજી બકતાં મુરખ, વીચાર ન મગજમાં;
સાપનો ભારો, દીકરી ધારો કાચો મારો કુંવરી હંસ્યા પુર પુરવની
વેણુ મારૂં ડાહી શું ઉથાપનાર. કહેવું.

મહાશ્વેતા— ૧૬

દુખી ભવ સાગરરે શીરીતે તરૂં, બળતુ અંતરરે ક્યાં જઇને ઠ
સુનો લાગે સંસાર, સુખ સ્વપ્ને નવ લગાર. દુખી.
નાથ રટણનુંરે ભાવ ચીતે ધરૂંરે,
ભવદુઃખ સાગરરે, સેજે તો તરૂંરે;
મોહ દીપક બાળે પતંગ, મરે રાજાને રંક. દુખી.
જળવીણુ સરીતારે, શશીવીણુ રાતડીરે,
પતીવીણુ નારીરે, સુતવીણુ માવડીરે;.

જન્મ્યું તેનું ધીક્કાર, બળજો એનો અવતાર. દુખી.

ઇન્દુમતી— ૧૭

વરીશ ધરી વરમાળ, મોહન મન ગમતા હું હાલે. વરીશ.
ગીરીજા પરણી શંકર સંગે. રાધા શ્રી વીઠલ વ્હાલે. મોહન.
અંબર અંગે ધારૂ ઉમંગે; મોતી પરોવું વાળે વાળે. મોહન.
મદન રતી સમરતી સુખ માણું, અંકીત જે આ કપાળે. મોહન.

ઇન્દુ તથા સખીઓ— ૧૮

ઇન્દુ—ચીન્તાની ચીતારે આ ચીત્તમાં લાગીરે ચીત્તમાં લાગીરે સળગે
છે કાયા સદાયરે,
વ્હાલી બેન રડતી છાની રે, આગ અંતરની અમને કે. ચીન્તા.
શ્યામ વીભુશણુ અંગને, શ્યામ શ્મશાન અવાશ.
શ્યામ વીના શુન્ય રેન આ, શુન્ય સખી સહેવાસ.
શાણી બેન થાય શું ઘેલીરે, શાને અકળાય સાહેલીરે. ચીન્તા
જીવ જીવે નીરદય બની, થાતાં કાયા રાખ;
વાયુ વાલા શ્યામ જ્યાં ત્યાં લઇ જઇને રાખ્ય.
દેખી તને બેન દુભાતીરે, બળે ભડકે આ છાતીરે ચીંતા.

મહા તથા લક્ષ્મી— ૧૯

વન વન કોમળ પુસ્પ વીખરતું, બળી બળી થાયે ખાખ.
મણી ધુળમાંહી રોળાય રે હાય રે હાય.
હો સલુણી સખી મારી શાંન્તી રાખ.
ફુલની માળા કરી કંઠે ધરશે, સ્વામી જેને તું મનથી ચહાય.
કદી સાહ્ય હરી થાય.
હો સલુણી સખી મારી શાંન્તી રાખ.
ભવજળમાં સ્રી કોમળ કુમુદી આ પતી વીરહે કરમાય.રેહાય.
ચંદ્ર કીરણે તમ શીતળ કરશે, વાલી શીદને તું મન અકળાય
હો સલુણી સખી મારી શાંન્તી રાખ,

વીરસીંહ— ૨૦

નફ્ટ નાદાન નારી નકામ કરી કુકામ,
દુષ્ટા જા તું લઇ મુખ શ્યામ;
પ્રપંચી ઝેરી નાગણી નાર, ભરૂસે કીધી હૈયા હાર. નફ્ટ,
ડસી વીકાળ, તજાવી બાળ, કર્યો તેં કાળ;
જા જા અહીંથી ચંડાળ. નફ્ટ.
કુલટા ટળીજા મરીજા,
કાળીકા ક્રુર કામ કરનાર, કુંવર મમ પ્રાણજીવન પીનાર;
કુછદી નાર તને ધીકાર હજાર વાર હટજા છટજા. નફ્ટ.

કનકકળા— ૨૧

હું જેવી કરમ ફુટેલી, સ્વામીને છળી હાય;
રંડા ખુશી થાય, ફટ ફટ કેવાય, રે ધીક નારી કાય. હું જેવી.
પ્રીતમ જીવન પ્રાણને, દુઃખ દે પ્રાણ લે;
જીવતી ડાકીણી ચુસી લે માંસ કાય. હું જેવી.
ફારકા પીયુથી લ્હાણ લે, છેવટે આ વલે;
લોકમાં લાજતાં, નર્કમાં ના ઠરે. હું જેવી.

---

## અંક ૨ જો.

રૂપાળી— ૨૨

મોરો ઘુંઘટ પકડ મગ ઠાડોરી, આલીરી કૈસો નીફટ કનાઇ;
મટકી ફોર દધી લુટત જક જોરી, લાલ અધરસેં દે પીચકારી, મોરો.
દેખ ભીંજાઇ નવરંગ સારી; લુંટ જોબન ગયો કહાં ગીરધારી. મોરો.

રૂપાળા— ૨૩

મન મોહન સુંદર શાણા, પ્રીતીનો પાક લ્યો,
ગુલાબ કળી ભલી ખીલી, વાલમજી વાશ લ્યો;
ભુખ્યા ભોજન મન ભાવે તેવું આ ચાખી લ્યો,
આલીગન ચુંબન વાળા મન મોદક માની લ્યો;
આવી અલબેલી કળીઓ, રસ નવ નવ રંગી લ્યો.

સ્વરૂપ— ૨૪

જોબન મદમાતી જાની દીલજાન તું;
દીલજાન તું જાની જીવજાન તું. જોબન.
તન મન ધન અરપણ તને, જોબન જીવન જાન;
અલબેલી અલગી ન થા, દે આલીંગન દાન.
ગોરે ગોરે ચહેરે બન્યો બેભાન હું. જોબન.
ઘાયલ કીધો ગોરી તેં, મારી કાંમ કટાર;
પ્રેમામૃત પાઇ પ્રીયા ઉગાર આ બીમાર.
વારી વારી જાઉં પ્રીયા પરીશાંન તુ. જોબન.

સ્વરૂપ— ૨૫

સતી સુખ શાણી નારી, પ્રીયા તેં લીધો ઉગારી;
જાતી લાજ રાખી મારી. સતી.
વેશ્યા વૈતરણી વીશે (વહાલી) ડુબતું તાર્યું તન;
ગવરી સમ ગુણીયલ મળી (વહાલી) જાતું રાખ્યું જીવન.
રંક જાતી કુટીલ હર્યું બળ બુધી રૂપ સુજન.

કરી દશા આ નઠારી. સતી.
સગુણી સલુણી સુંદરી વાહાલી સંગ સુધા તજી હાય.
નગણી ગુણકા નાગણી, વાહાલી જવાળે બાળી કાય
ત્યાગી નમણી મણી, કોલ સા કરમે ચોર્યા ચોર.
જીવું જીંદગી ધીકારી. સતી.

સ્તુતી— ૨૬

જે કુછંદી નાર આ દશા થનાર, લે વીચાર સુવીચાર મન ધાર;
આખર બની લાચાર, છાંડીને દ્રવ્ય માલ.
ભુંડે હાલ જમને દવાર છે જનાર.
લુંટે પ્રપંચે માયા, દેખાડી જુઠી માયા, મોહાં મુર્ખવાહયા.
હાય હાય રાંડ જાતને ધીકાર, પૈસાનો બતાવે પ્યાર;
થાય છે ઘણા ગમાર ખ્વાર.
મળ માંસે ગંદી કાયા, કંઇ આંધળા ફસાયા;
ધન લાજથી લુટાયા.
માગે એમ આર્ય બાળ, દુષ્ટ ખ્યાલ દુર ટાળ;
મહાયથા સુકર્મમાં કૃપાળ. જે કુછંદી.

આશવ— ૨૭

પીડાય પ્રાણ હાય પ્રીય ક્યાં તું રહી;
તળાવ તીર ઝુરે, ચકવા ચકવી. પીડાય.
વીરહ રાત્રી તણી, અવધી ના આવી,
સંગ સુરજ નહી પ્રગટે આવી;
સાગર ચંદ્ર કળા શીદ દે સુકાવી. પીડાય.

માધવ— ૨૮

ભુખે દુખે જીવ અકળાય,
માનુ હુ આભાર તમારો અપાર દુઃખીને લાચાર. ભુખે.
મરૂં ઝુરી વન માંહ્ય, કાંટે શરીર વીંધાય;
ટાઢ તાપ ન વેઠાય, થાક્યા ફરી ફરી પાય. ભુખે.
ચાયે ઘણા વાઘ વરૂ તણા નાદ,
કાંપે કાયા મન થાયરે વીશાદ;
વેરી થઇ દુષ્ટ અરે હાય માત. ભુખે.

લાલખાં— ૨૯

છળ બળકે લાયામેં કૈસા શીકાર, દેખો હમારીઉ સ્તાદી એયાર;
જાતાહું આતાહું શાહકો દીખાતાહું, પાતાહું માલ ઔર જાગીર સરદાર.
છળ બળકે.
આલમમેં નામ કરૂં હોકે સુલતાન ફીરૂં, ઐસી સમશેર ધરૂં હોકે મશહુર;
રૂસ્તમ સીકંદર ઔર લાલોંકા લાલ મૈહુ, શાના તવઝર ક્યાં જાને કંગાલ.

કૈસા હોસ્યાર યાર કૈસાં મોંમાર, ખુશી રૈના દીલદાર કામ હોગા સમ્પાર
કૈસા નેકી દાના મૈં, જલદી જાકરકે સુનાઉં હેવાલ. છળ બળકે.

ઈન્દુમતી— ૩૦

દીન ભાગી ક્યારે, દુખી થાવા આજી;
મોહનની માયારે નવ જાયે તજી.
નાથ ગણી રઘુનાથ, માળા રટતીરે;
ક્યાં ક્યાં હું જોઉંરે, સુંદર સ્વામજી. દીન.
સંસારે સુખ સ્વલ્પ સ્વામી સંગેરે,
લક્ષ્મીને લાડીરે, લ્હેર સમુદ્રની.
બાગ સુખાસન મહેલ, વન દવ લાગેરે,
સમશાને સુંવુંરે સેજે કાષ્ટની;
નીરજન વનમાં હાય કાય એકેલીરે,
પોકારી રામારે ત્યાં રડતી રહી, દીન.

ઈન્દુમતી— ૩૧

પ્રાણપતી હું સતી નવ સુખી કરૂં,
શું સમજી અહીં વીરહે જુરતી ફરૂં;
પ્રીય રીબાય હા યવનને ઘેર. પ્રાણ.
બેન બચાવું પાપી કરથી, હાર કરૂં ખળ છળ બળ કળાથી;
ક્રુર કરે શું જુલ્મએ આમ,
સતી પ્રતાપે સુર કંપતા;
નાથ બચાવી કરૂં અચળ નામ,
પડી શુ રેવું આમ, ના ના ના. પ્રાણ.

ઈન્દુમતી— ૩૨

હું દુઃખીઆરી રાજકુમારી, તારે શરણ ઠરૂં;
બેન બચાવી લે આ બળતી, તારે પાય પડુ.
ભાન વીના હું જ્યાં ત્યાં રવડું, વેઠા દુખ અસવાસ;
માત વીખુટી ગરીબ આગૌ ઘેલી ન ખાયે ઘાસ.
વીરહ વાઘ પંજાથી ચીરી રદય, લોહી પોજાય;
ગઉ પાળક ક્ષત્રી વીર નમળે કોણ કરેરે સાહય
ચડતી પડતી જગની થાયે લખીયા લેખ લલ્લાટ;
સ્નેહ સુરજના તાપે બળતી દુનીયા બારે વાટ.

રૂપસુંદરી— ૩૩

અરે બેન અનીતી કેવી દીન જન વીણ વાંકે રીબે;
હાય શું ચાલે ક્ષત્રી અબલા આધીન થઇ રહીરે;
દૈવે અરે હા દુશ્મન હરણાં સસલાંને મારે;

સુરસીંહ સુવર હાથીને હણવા કોઇ નહીં મન ધારે,
રે કાળ ક્ષત્રી જાતી મનહર કાય જીન્દથી જવાનીરે. અરે.
આકાળ અરે દુનીઆને દુખ દેવાને હાય આવ્યો;
અન્ન જળવીના પીડીને આખર મરણુ દીવસ લાવ્યો;
બળે હાય આ છાતી મુજ ધીક ધીક ક્યાં ઠરવાનીરે. અરે.
કંગાલ પશુ પંખી ગૌ બ્રાહ્મણ જ્યાં ત્યાં પીડાતા;
ચંડાળ કાળ ક્રૂર અમલ કરમ એને સૌ દુખી થાતા;
તથી આગ શહેવાતી તુજ પણ ગતી ભુંડી થવાની. અરે.

રૂપ તથા ઇન્દુ— ૩૪

સખીએ મન મોહનને મેળવું વ્હાલી થાતું ધીરી બે'ની મારી બે'ની મારીરે; આશાપુરે નાથ તારીરે.
જોબન જ્વાલાથી બળી બાલા, જલ જીવન મન ચાલ્ય;
દીવામાં જયમ જંતુ પ્રજલે, બીન રાગ જયમ હરણી મનલે.
( પ્રેમની ગતી એવીજ જાણો હોં )
( હા હા પ્રાણ જાય પણ પ્રેમ રહે છાનોનો )
વલી વેલી જાતું વાલી.
થાતું ધીરી બે'ની મારી બે'ની મારીરે,
કામની માલાહા રટું વ્હાલા, રામ તણા આરામ,
પ્રેમ ભક્તીએ પ્રીયવર વરશે, રમણીય મણીનીજ કંઠે ધરશે,
( હા એજ ચાહુંછુ )
( લે લે ત્યારે હું એ પણ ઝટ જઇને આતુંછું )
વલી વેલી આવ તું વેલી,
થાતું ધીરી બે'ની મારી બે'ની મારીરે.

મહાશ્વેતા— ૩૫

દીલદાર આવાર વીચાર શું કરો હાંરે,
રે છેલા છક પીલ્યો રસ યુવન મદન ખીલ્યો.
હું જોબન ઘેલી રસીલી કલીછું, ભૃંગ રહ્યા શું રીસાઇ;
આજ આનંદ સાગર રેલ્યો જણાયે. દીલદાર.
દુખના ડુંગર દબાઇ ગયા સહુ, સ્વામી પ્રસંગે તમારા,
જુઓ ચંદ્ર થકી રે'ન કેવી ખીલી;
દીસે ન્યારા ન્યારા ન્યારા તારા સારા,
સંગે વસો રતી રંગે હશો. દીલદાર.

વીરસિંહ— ૩૬

હાય થયો શત્રુ મારો આ સંસાર,
હા અભાગી પત્ની જાગી;
પ્રીય સુકુમાર જીવણ આધાર કર્યો લાચાર,

દીલ મહી પ્રજલે વીરહ અંગાર. હાય.
ગુણ સહુ વૈભવ રાજ ભંડાર,
મનના વીચાર કહું ક્યાં ભાર જગત આધાર;
સુતવીણુ દેખું હું બધે અંધાર,
બદન વદન દીન ફીકર અપાર, હાય.

**વીરસીંહ—** ૩૭

થાઓ સજ મારા સુરા ક્ષત્રી વીરા,
રે અચાનક આવી આફત;
યુદ્ધ પ્રસંગ વિચારી રણધીરા. થાઓ સજ.
નોકરનો થયો અરી, છેદું રણે શીર ધરી;
વેર લઊં મારૂં એથી જરે જરી;
સુત માગ, પ્રાણ પ્યારા, હા નઠારા, હાલ તારા,
સુણી વ્હાલા, ઉઠે જ્વાલા કયા તું બાલા, રે ગુણાલા. થાઓ.

**મહાશ્વેતા—** ૩૮

આવો, આવો, આવો, વ્હાલા, આવોજી;
રસીલી, રસીલી, રસીલી, સંગે મહાલો મહાલો મહાલો,
વ્હાલા આવોજી.
જોબન અમલ અમલ કમલ
પ્રફુલ ભૃમર ન્યાલો ન્યાલો, આવો વ્હાલા આવોજી;
રાજકુમારી હું રંક હતી વન,
હાર હીરામણી રત્ન મલ્યા તમ,
જુલો હૃદે મળી પ્રીતમ પ્રીતી પ્યાલો પ્યાલો;
આલ્યો વ્હાલા આવોજી.

**બીલો—** ૩૯

અલ્યા નાચહું, કુદહું, રમહું, ઓ પુંજીઆ થઇહું અલ્યાઓ અમર
હાથો આગીઓ વેતાલ, લુંટયો ગોંમનો કલાલ.
પીયા દારૂ પીલાલ, લુંટી ચોરી ઓંણી માલ,
ઢોરાં ચારહું. ઓ પુંજીઆ.
ઠકરાણી હોડે કરીહું ખટપટ, મોડાંની મેઠાઇ ખાઇહું ઝટ ઝટ;
પીહું હુકા કહુંઆ અમે ધટ ધટ. ઓ પુંજીઆ.

**કનકકળા—** ૪૦

બની લાચાર, રે ધીકકાર, નારી જે નકામી;
હતી વીખ્યાત, હીંદી માત, હાલત આશી પામી.
અરે ગુજરાતની કમજાત, રાંડો રોઝડીહા;
કરી ફંકાસ, દેતી ત્રાશ, સ્વામીને નડીહા.

પતીને પાપીણી તે વેઠીઆ ગુલામ જાણે;
કરી વ્યભીચાર, અભાગી યારથી, આનંદ માણે.
સતીના બાહીથી જે શોભીતી, સ્વતંત્ર ભુમી;
કરી કંગાલ, કુડી રાંડોએં પરઘેર ઘુમી.
અરેરે હાલ મારા, આથી એ બેહાલ થતાં
છુરુંના પાપથીરે ઘોર નર્ક માંહી જતાં.

## અંક ૩ જો.

માધવ— ૪૧

તજી સુખ રાજરીધી હાય અહીં બેહાલ બન્યોછું; કંગાલ બન્યોછું.
પ્રીયાનો પ્રેમ કેદીને વલી હું કેદી બન્યોછું, બેદર્દી બન્યોછું.
વહાલી પ્રાણ પ્રીયા હાય તજી હું નીરાશી થયોછું, ઉદાશી થયોછું.
નકામી દેહને રીબાવા હાય રાગી થયો તું, બેરાગ. થયો તું.
ન જાણું જીંદગીમાં શું શું થવા પ્રાણ રહ્યો તું, નાદાન રહ્યો તું.
અરે દશા આવી થતાં સુભ ધારી રહ્યો શું, વીચારી રહ્યો શું.

ઇન્દુમતી— ૪૨

લલીતા લલીત વરલાલ હૃદય મણી માલ તણા આહાલ;
અરેરે કુટીલ કૃર કાળ, અધમ ચંડાળ, તને નહીં ખ્યાલ.
અમૃત આંહી તજી જકું હાય, વીરહ વીશ માંહી;
રીબાવા કાય હાં રા મ શ્રી રા મ રા મ.
દુખીઆ વીકલ રમણી દીવસ રજની બની વીકરાલ;
સુશીલા વીમલ કદલી પ્રજલી વીજલી વીરહ દવ કાળ
મોહનલાલ છોડાવું હાલ હું અબલા બાલ;
પ્રબળ પ્રેમાલ. લલીતા.
હા રા મ રા મ શ્રી રા મ રા મ.

માધવ— ૪૩

એ અલબેલી, એ રસીલી, હેમવેલી,
હસ્ત ભેળી, દઇ ગઇ આરામ;
રહું જઉં આવો દાવ, નહીં મળનાર, જીવ જાનાર;
શુળી ચડનાર, એ શું કરનાર, છુટી પડનાર, વચનથી વામ.
એ લટકાલી, એ ગુણાલી, એ રૂપાલી, ક્ષત્રી બાલી, કોની હોશે સ્યામ;
રૂમઝુમ કહી ગઇ ક્યાંય મંતરમાં.
સ્વઅંતરને, આ અંતર માંહી, અંતરના,
નીરંતદના, ગણીવર સ્યામ.

કનકકળા— ૪૪

નીલજ કાયા ફટ ફટ થાતાં, શીદ રાખી રહી પ્રાણ;

પુત્ર પરમ શુદ્ધ પારસ મણીને દીધું દુષ્ટ ફબાણુ.
માત લજાવી જાત લજાવી, ભોળાનાથ દુભાવી;
સ્વામી સુખ રીદ્ધી સહું ત્યાગી, કરમ હીણી વન આવી.
માત ભુમી શીદ ભાર વેંઢારે, તારે અંતર રાખ્ય;
બાઇ ચાંદલી આદઇ અંગારા, કાયા કરને રાખ.
સુત માધવ સહુ ક્ષમા કરજે માત તણા અપરાધ;
પાપ કરમ કાદવમાં ડુબી કરૂં નાજ આતમ ઘાત.

**માધવ તથા સરદારો— ૪૫**

સૌ શુર ધીર વીર, રણ ક્ષેત્રમાં અધીર;
ક્ષત્રીય વટને ધરીને દેજો સમરમાં શરીર.
જાઓ હુકમ ઝટ શીરપર ધરી, મમ તાતની કરવા સાળ;
હું પણ સ્નેહી આફ્ટ ટાળી, આવું છું પળ માંહ્ય.
આતીર તરકસ બરછી ખંજર, ભાલા સાંગ કટાર;
મલેચ્છ મુગલ દળ મારી કરશું રાજવી જય જય કાર.
મલેચ્છ તણું બલી દઇ કાલીને બતાવવા રણ સૂર;
આ સમશેર યવન ખુન પીવા થઇ છે અતી આતુર.
ફાગ ખેલીશું લાગ જોઇને, ઉડાવી શોણીત રંગ;
જંગી જંગ વીશે જય જય જય વદશું માધવસીંગ.

**લાલખાં— ૪૬**

દીલ રંઝ ગયા મન શોખ બઢા, રણ ઝંગ રંગસેં ખેલા;
મૈં શેર બડા સમશેર ફીરા દૈંમાર, માર શીર જેલા,
ખાંસાબ, ખાંસાબ, બનજીડં શાહ મૈં પહેલા.
કમ બખ્ત બાંધકે લાયા,
વોદીનકા નીમક દીખાયા, હેનેક ઇમાન બઢાયા;
ભરપુર હુંઆ ખુશ આજ, મુજે શહાબાશ,
હજુરી ખાસ હુંઆ મૈં ઝંગી બહાદૂર છેલા. દીલરંજ.

**મહાશ્વેતા— ૪૭**

અચાનક હાય શું કહેવાય અરે જગરાય,
હતાં સંજોગી પલમાં તે વીયોગી થાય.
ચડયું વાદળ વીરહનું પ્રબળ થઇ આશા અફળ;
વરસતાં પ્રેમ આ સુંહાય હૃદય ભીંજાય.
જીવન વીણ જીવન રહ્યું જ્યમ મણીધર મણી હીન;
જયમ ચકોરી ચંદ્રવીણુ, જળવીણુ સરીતા દીન. અચાનક,
પલકમાં સુખ પલકમાં દુઃખ હરખને શોણુ,
સ્વપ્ન ઉધેં અંતીશે, થાય ન જાગે જણાંય;
ચંચળ જીવન જગવીશે જ્યમ વીજળી ચમકાર,
વાયું મહીં વાયુ જતાં જગ સઘળું સુનકાર.

પ્રીતી ખાડે પડયો પસ્તાય વીયોગી પ્રાણ,
ભટકતો ભુલ પામીને ભવે અથડાય. અચાનક.

**વીરસીંહ—** ૪૮

હો અંતકાળે સ્મરૂ શ્રી રામ,
પુત્ર વીજોગી નીરજીવ કાયા, ફાંસી ચડશે રામ. હો.
નીર્દયને સુખ સંપત્તી સજ્જનને દે શુળ;
વેશ્યાને પકવાન ફળ સાધવી ફાકે ધુળ. હો,
માધવ માયાએ ઠગ્યો, પામર પ્રાણ અનાથ;
માધવ માયા ત્યાગતાં માધવ ક્યાં જગનાથ. હે
છો સંગાથી સબળ હે, સત્ય તણા શ્રી રામ;
દીન જન પાલ કૃપાલ હે, રામ રામ શ્રી રામ. હો.

**લાલખાં—** ૪૯

ચલો-ચલો-ધરકે નેક ઇમાન, ધરો-ધરો-સચ્ચા માલીક ધ્યાન;
ડરો-ડરો-કરતે કોઇ બદ કામ, દેખો બદકા બદ અંજામ.
કરો-કરો દાના દોસ્તકો સલામ, ચહો-ચહો-સબકો ભાઇકે સમાન;
મરો-મરો-મેરે જૈસે સૈતાન, હૈ આખીર એહી કલામ.

**રૂપસુંદરી—** ૫૦

છેલા છબીલાને રૂપે હશી,
વ્હાલા વાલમના લગનમાં ફસી—હુંતો.
સરીતા સીંધુ જયમ, ચહે પવન ચહે સુગંધ;
વરશા જયમ ચાતક ચહે ત્યમ ચાહું પ્રીય કથ.
સુરત રસીલી આ દીલે વસી,
મન વનમાં આવી વસ્યું એ મૃગરાજ સ્વરૂપ;
વીરહ દવે વન સળગતાં, મળશે ક્યાં વન ભુપ,
ક્યારે આલીંધન દેશે ધશી. છેલા,

**ઇન્દુ—** ૫૨

રે દીલધર સહીઅર કરમ કથા કહું મારી જે વીતી;
સુદર ચંદર સા મમ મનહર મુરતી તુરંગે ફસી હતીએ. કહું.
મન આસન માંહી વસ્યું, પ્રીતમ પ્રેમ સ્વરૂપ,
નેત્ર નીરે નવડાવતાં, પ્રાણ ચડાવે પુષ્પ;
પ્રીયવર અતર અંતર બાળે નીતીએ પ્રીતમ એકજ સતીને. કહું.
દેવી સીંહ દયાળુ શ્રી તાત સુશીલા માત,
સ્વામીના સુખ કારણે, જોગણ થઇ આ જાત;
અન્ન જળ વીણુ વન સહન કરી દુ:ખ, આવી રહી અહી આ સ્થીતીએ. કહું.
નીજનું ચહાતા નહીં ભલું, સ્વામીના સુખ કાજ;
પ્રાણ પાથરે તે સતી બાકી રાંડ સમાજ;

નનમ લગન અગનથી બળતું, જયમ ત્યમ કરી મેળવું પતીને.કહું.

ઈન્દુમતી રૂપસુંદરી— પર

સખી ઝટપટ અહીંથી ચાલતું,
લઉં વેર નકી એ કાળનું,
લાગ ધારી, પાપી મારી આશ તારી પુરૂં પ્યારી;
હા હૃદયે જવાળા છે ભરી, પણ મુજ મન ધીર રહે ના ધરી,
મુજ વ્હાલી; ડર ખાલી. સખી ઝટપટ.
( પણ બેન વખતે કોઈને જાણ થશે તો)
( તો શું પ્રીતમને માટે પ્રાણ આપી પરલોકમાં સુખી થઈશું)
સતીનો શાણીએ ધર્મ તું જાણીને. સખી ઝટપટ.
જ્યાં ત્યાંથી શોધી લાવીને પ્રીય તુજ સંગે પરણાવીને;
સુખી થાશું હરખાશું,
પીડાને વામીને, પામવા સ્વામીને. સખી ઝટપટ.

ઇન્દુમત— પ૩

માનું બે'ની તારો અતીશે આભાર,
છુટયાં પાપી કરમ;
વીપતી ટળી, કામના ફળી, રહીશું હળી, પતીને મળી,
મન માન્યા પ્રાણ આધાર. માનું૦
ગઇ ગઇ ગ્રીષ્મ વીરહ પીડ વ્હાળી,
ખીલી વસંત બહાર;
મનમાં તનમાં વન મહા વનમાં. માનું૦

સ્તુતી— પ૪

ણાલ તમો કરૂણાએ પામી નટ નાટક ક્ષીર પાર;
.. જન ગ્નાની શુભ પદવી પામ્યા પરમાનંદ આવાર.
અગ્નાની અવળે રસ્તે જઇ પામ્યા કષ્ટ અપાર;
મંડળ સર્વે તમ મંગલ મય દર્શન ચાહે અવીકાદ.
પરણામ પ્રભુ તન મન તમ શરણ જય જય કૃષ્ણ મુરાર. કરૂ.
અનાર્યના આ ધર્મનો, આકાળ ક્રુર કર્મનો;
વીનાશી શાંન્તી શર્મનો, હે આણો ઇશ નાશ.
સત્ય નીતી ધર્મનો, ગ્નાનને સુકર્મનો;
આર્યના સ્વધર્મનો, દીન કરો પ્રકાશ. કરૂણાલ.



# જાહેર ખબર.

—o:×:o—

નીચે લખેલી ચોપડીઓ શ્રી અમદાવાદ ગુજરાતી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે. માટે જે સદ્ગ્રહસ્થોને જોઇતી હોય, તેમણે રોકડી કીમતથી મંગાવી લેવી.

| ( ઓપેરા ) | રૂ. આ. પા |
|---|---|
| શ્રી ભાનુપ્રતાપ નાટકનાં ગાયનો | ૦—૨—૦ |
| શ્રી ચંદ્રવિજય નાટકનાં ગાયનો | ૦—૨—૦ |
| પ્રતાપી રાજસિંહ નાટકનાં ગાયનો. | ૦—૨—૦ |
| માધવ વિલાસ નાટકનાં ગાયનો. | ૦—૨—૦ |

સીરનામું

☞ શ્રી અમદાવાદ ગુજરાતી નાટક કંપનીના

મેનેજર

**પાનાચંદ કાળીદાસ.**

